

શેશુ સાહિત્ય નં. ૧.

# પચાસ વાર્તા.

સા. મો. વછરાજાની.

શિશુ સાહિત્ય નં૦ ૧.



# પચ્ચાસ વાર્તા.



લખનાર:—

સાકરલાલ મોતીલાલ વછરાજાની,

બી. એ. એલએલ. બી.

ધ્રોલ—કાઠીયાવાડ.

મુંબઈ.

૧૯૧૭.

# પ્રકાશકની વિનંતિ.



બાળક શિશુને મૂકી જનાર પ્રિયજનના આત્માને તે શિશુની સંભાળથી સ્વર્ગમાં પણ સંપૂર્ણ શાન્તિ મળે એ સ્વાભાવિકજ છે, અને શિશુની સંભાળમાં શિશુ સાહિત્ય બહુ જ ઉપયોગી મદદનીશ છે તેની કોણુ ના કહી શકશે ?

આવા ભાવથી હાથમાં આવેલી થોડી વાર્તાઓ શિશુ સાહિત્ય તરીકે પ્રકટ કરવાનો પ્રારંભ કરવામાં આવે છે. તે પ્રયાસ ચાલુ રહે એવી ઇચ્છા છે. ફળનો આધાર ઇશ્વરની કૃપા ઉપર છે.

આ વાર્તાના લખનાર રા. સાકરલાલની માફક બીજા તરફથી પણ મદદ મળશે એવી આશા રાખી ગુજરાતી લેખકોને તેમ કરવા વિનંતિ કરૂં છું.

પ્રકાશક.

# અર્પણ.



બેહસ્તનશીન પ્રિયજન

ની

યાદગીરી અમર રાખવાના

એક કમતરીન પ્રયાસને

તેજ પ્રિયજન

ને

સ્મરણે અર્પણ કરી

કૃતકૃત્ય બનું છું.

પ્રકાશક.



# એક ઉપાય.

કોઇએક પઇસાદાર દરદી હતો. તેને કાળી શાહી જેવી દવા પીવી પડતી. એક દિવસ તેના નોકરે દવાને બદલે તેને ભૂલમાં શાહી આપી દીધી. એક ઘુંટડો શાહી પીવાઇ ગઇ કે તરતજ ખબર પડી. તેથી નોકરને બોલાવીને પૂછ્યું, અલ્યા આ તેં શું આપ્યું? આ તો તેં મને શાહી પાઇ. નોકર એકદમ બોલી ઉઠયો, સાહેબ, કંઇ ફિકર નહિ; હમણાંજ એક ચુસણીયા કાગળનો કકડો લાવું છું તે આપ ચાવી જાઓ એટલે પત્યું!!!



# અક્કલમંદ જંગલી ડુક્કર.

એક જંગલી ડુક્કર ઝાડનાં ઠુંઠા સાથે પોતાની દાતરડી ઘસતું હતું. તેને એક શિયાળે તેમ કરતાં જોયું. શિયાળે પૂછ્યું, તારી આ દાતરડી હમણાં તું શા માટે ઘસીને ધારવાળી કરે છે? પારાધિ કે શિકારી કૂતરા

કોઈ હાલ તરતમાં આ તરફ આવતા હોય એમ દેખાતું નથી છતાં તું શા માટે આ ખાલી તકલીફ ઉઠાવે છે? ડુક્કરે જવાબ આપ્યો, દોસ્ત, જે વખતે તે વાપરવાનો વખત હોય તે વખતે કંઇ ઘસવા બેસાય છે? તૈયારી તો આગળથી કરી મૂકવી જોઇએ. આગ લાગે ત્યારે કૂવો ખોદવો એ તો મૂર્ખાઈ કહેવાય. દરેક બાબતમાં વખતસર ચેતાય નહિ તો છેલ્લી ઘડીએ શું બને?



## પચાસ લૂટારાને હંફાવ્યા.

કોઈએક માણસને પોતાની શક્તિની બડાશ હાંકવાની બહુ ટેવ હતી. કેટલાંક માણસ બેઠાં હતાં તેમની સમક્ષ તેણે એક દિવસ એક ગપ હાંકી કે એક વખત હું મુસાફરી કરતો હતો ત્યારે હું અને મારો નોકર બેજ જણ હતા—પણ અમે બેયે પચાસ માણસોને હંફાવ્યા. દરેક સાંભળનારે તેને પૂછ્યું કે અલ્યા તે તેં શી રીતે કર્યું? ત્યારે તેણે જવાબ દીધો, અરે એમાં શી મોટી વાત છે? અમે દોડયા એટલે તેઓ અમારી પાછળ દોડયા!





# તેતર અને પારાધિ

કોઈ પારાધિએ એક દિવસ એક તેતર પકડયું; તે તેને મારવા જતો હતો ત્યારે તેતરે કહ્યું, તું મને જીવતું રાખીશ તો હું તારી હમેશાં સેવા કરીશ અને બીજાં તેતરોને તારી જાળમાં ફસાવવાને લલચાવીશ. શિકારીએ કહ્યું, તારા મિત્રોની જીંદગી જોખમમાં નાખી પોતાની જીંદગી બચાવવાનો ઇરાદો રાખે છે માટે તુંજ મોતને લાયક દુષ્ટ છે. બીજાનું ભૂડું ઇચ્છનારને પ્રથમજ શિક્ષા થવીં જોઇએ એમ કહીને તેણે તેને મારી નાખ્યું.



# સસલું અને શિકારી કૂતરો.

એક શિકારી કૂતરો જંગલમાં ભટકતો હતો તેવામાં એક સસલું તેની નજરે પડયું, તેથી તે તેની પાછળ દોડયો. સસલું પણ જીવ લઇને નાઠું, અને આખર કૂતરાના હાથમાં આવ્યું નહિ. કોઇએક માણસ તે બન્નેને દૂરથી જોતો હતો; તે બોલ્યો, કેવી નવાઈની

વાત કે એક નાનાં સરખાં સસલાંએ મોટા કૂતરાને પણ હંફાવીને નિરાશ કર્યો? એ સાંભળીને કૂતરો બોલ્યો, ખરી વાત, પણ તમારે ભૂલી ન જવું જોઇએ કે મારે તો માત્ર એક ટંકનાં ખાણાં માટે દોડવાનું હતું, પરંતુ સસલાંની તો આખી જીંદગી જોખમમાં હતી એટલો ફેર હતો.



## ભારે શરીર.

એક માણસ કે જેના શરીર ઉપર ચરબીનો વિશેષ પડતો જમાવ થયો હતો તે વરસાદના દહાડામાં ભોગજોગે બહાર નીકળ્યો. ગારાની ચિકાશને લીધે તેનો પગ લપસ્યો અને શરીર હાથમાં ન રહેવાથી તે બિચારો પડયો. ઉઠવાની ઘણીય મહેનત કરી પણ શરીર ભારે તેથી ઉઠી શકાયું નહિ. દરમ્યાન કોઈ દિલસોજ માણસે આવી તેને બેઠો કર્યો અને કહ્યું, ભાઇ, તમારે આવા વરસાદમાં બહાર શા માટે નીકળવું જોઈએ? પેલે જવાબ આપ્યો, ભાઇ, આ પહેલી વખતજ નીકળ્યો છું પરંતુ મેં નક્કી કર્યું છે કે આ છેલ્લી વખતજ હું સમજીશ.





# યોગ્ય જવાબ.

કોઈ એક રાજાના વખતમાં એક માણસ બહારવટે નીકળ્યો અને રાજાને તેણે લખી જણાવ્યું કે આપનું માથું લાવી આપનારને માટે મેં દસ હજાર રૂપીયાનું ઇનામ કાઢયું છે. રાજાએ જવાબ લખ્યો "તમારો પત્ર મળ્યો; મારાં માથાની આટલી પણ કિમ્મત થાય છે તે જોઇને હું ખુશી થાઉં છું. ત્હારાં માથાં માટે હું એક પાઈનું પણ ઇનામ કાઢું એવું મહત્વનું હું તેને ગણતો નથી."



# ગરૂડ અને કાગડો.

કોઇએક ગરૂડ પોતાનાં ભૂખ્યાં બચ્ચાંની ભૂખ ટાળવા બહાર નીકળી પડયું અને ઉડતું ઉડતું નીચે આવી પોતાના પંજામાં એક ઘેટાને ઉપાડી ગયું. એક કાગડાએ તે જોયું. તેને વિચાર થયો કે હું પણ ગરૂડથી ક્યાં કમ છું ? હું પણ એ પ્રમાણે કરીશ. એમ વિચાર

ફરી તે કા—કા કરતો કરતો એક ઘેટાંની પીઠ ઉપર બેઠો, પરંતુ ઉડવા જાય છે તો પોતાનાં આંગળાં ઉનમાં ભરાઇ ગયેલાં માલુમ પડયાં, તેથી તે ખૂબ કા—કા કરવા લાગ્યો. આમતેમ ખેંચવા માંડયાં પણ તેમ તેમ તો ઉલટાં તેનાં આગળાં વધારે ભરાઇ જવા લાગ્યાં. દરમ્યાન તેને ઘેટાંના માલીકે જોયો, અને તેને પકડીને તેની પાંખ કાપી નાખી અને પોતાને ઘેર તેને લઇ ગયો. છોકરાંઓ તેને જોઈને પૂછવા લાગ્યાં, બાપા એ શું છે? તેણે કહ્યું એ છે તો કાગડો પણ તેને ગરૂડમાં ખપવું હતું. એટલે આ હાલ તેના થયા છે.



## માતાની મમતા.

કોઇ એક અજ્ઞાન માતા હતી. તેને એકનો એક દિકરો હતો. તે મોટો અને હૃષ્ટ પુષ્ટ એકદમ થઇ જાય તો ઠીક એમ તેને લાગ્યા કરતું હતું. તેથી તે તેને જ્યારે ત્યારે ખવરાવે; પચે નહિ તોપણ ઘી, દુધ વગેરે ખવરાવ્યા કરે; અને છોકરો ભૂખ્યો રહેશે તો દુબળો થઈ જશે એમ તેને લાગતું તેથી જોઇએ તે કરતાં પણ વધારે વખત તેને તે ખવરાવતી. પરિણામે છોકરો માંદો પડયો અને ઘણાં દવાદારૂ કર્યાં

પણ તેને આરામ થયો નહિ. આખરે તે મરી ગયો અને જ્યારે તેને બીજાઓએ ખૂબ સમજાવી ત્યારેજ તેને પોતાની ભૂલ સ્હેજસાજ સમજાઇ.



## ઘરડું માથું.

કોઈ એક રાજા ચાલ્યો જતો હશે તેવામાં તેણે એક એવો માણસ જોયો કે જેની દાઢી તદ્દન કાળી હતી અને માથાંના વાળ તદ્દન સફેત થઇ ગયા હતા. આ ઉપરથી તેણે તેને પૂછ્યું " આ તમારી દાઢી આવી કાળી છે અને માથાના વાળ બીલકુલ શ્વેત છે તેનું શું કારણ?" પેલાએ જવાબ આપ્યો, મહારાજ, તેનું કારણ માત્ર એટલુંજ છે કે દાઢીના કરતાં માથું વીશ વરસ વધારે ઘરડું છે.



## " સમાપ્ત "

બે કારીગર એક વખત વાતો કરતા કરતા ચોપડીઓ વિષે વાત કરવા લાગ્યા. તેમાંના એકે કહ્યું "અલ્યા, "સમાપ્ત" નામનો ગ્રંથકર્ત્તા કોઈ બહુ મોટો ગ્રંથ-કર્ત્તા થઇ ગયો જણાય છે. ઘણીખરી ચોપડીઓ મેં વાંચી તો તેનીજ બનાવેલી જણાઈ. બીજાએ જવાબ

દીધો કે તું તો કેવળ બેવકુફજ રહ્યો; "સમાપ્ત" કોઇ ગ્રંથકર્ત્તાનું નામ નથી પરંતુ એ તો રાજાના પ્રીન્ટરનું નામ છે!!!



## સાચી સલાહ

કોઇએક ગૃહસ્થને ભાતભાતનાં માલમસાલેદાર ભોજન લેવાની હમેશની ટેવ પડી ગઈ હતી. તેથી તેના શરીરમાં રોગે ઘર કર્યું. એક નામીચા સર્જનને બોલાવી, પોતાની બધી હકીકત સંભળાવી તેને પૂછયું કે હું શું કરવાથી સાજો થઈ જાઉં ? સર્જને કહ્યું, મહેનત કરી કમાઓ અને એક પાવલીમાં તમારૂં ગુજરાન ચલાવો.



## લાભ જતો કર્યો.

કોઇએક શેઠે નોકરને માલ લઇ આવવાને મેડી ઉપર મોકલ્યો. ત્યાં તેને ઘણીવાર લાગી તેથી શેઠ બોલ્યા "અલ્યા કેમ વાર લાગે છે? નીચે આવ-જરા તને એકાદ બે દઉં." પેલે જવાબ દીધો, સાહેબ, એકાદ બે તો શું પણ પાંચ સાતની લાલચ આપો તોપણ હવે હું ઉતરૂં એમ નથી.





# સૂર્ય ચંદ્ર.

બે માણસ એક દિવસ સૂર્ય ચંદ્ર વિષે વાત કરતાં કરતાં એમાંથી કયો વિશેષ ઉપયોગી છે તેની ચર્ચા કરવા લાગ્યા. છેવટે એકે કહ્યું, તું આટલી બધી રકઝક શા માટે કરે છે? એ તો દેખીતુંજ છે કે ચંદ્રની કિમ્મત એ સૂર્ય જેટલી કે તેથી પણ વધારે છે, કેમકે તેનો પ્રકાશ રાત્રે એટલે કે જ્યારે તેની જરૂર છે ત્યારે પડે છે, પરંતુ સૂર્ય તો દિવસેજ પ્રકાશે છે કે જે વખતે તેની કોઇને જરૂર હોતી નથી.



# એક બહાર અને એક અંદર.

જ્યારે ટ્રેન નહોતી ત્યારે ઘોડાના ટાંગા કેટલેક ઠેકાણે દૂર જવાને વપરાતા. એક ગૃહસ્થ શરીરે જરા વધારે પડતો જાડો હતો તેથી તેવા ટાંગામાં મુસાફરી કરવી હોય ત્યારે બે માણસની ટીકીટ લેતો કે જેથી પછી કોઇને કંઈ બોલવાનું કારણજ ન રહે. એક

દિવસ તેના નોકરને બે સીટ રીઝર્વ કરી આવવાનું તેણે રિવાજ મુજબ કહ્યું. નોકરે જઇ આવીને ખબર કહ્યા, શેઠ સાહેબ, અંદરની બે સીટ ભેગી મળે તેમ નહોતી તેથી એક બહારની અને એક અંદરની એમ રીઝર્વ કરી આવ્યો છું!

## વિશ્વાસપાત્ર કૂતરો

ઘર ફાડવાનો વિચાર કરીને, એક ચોરે આંગણાં-માંના કૂતરાને ભસતો અટકાવવાના હેતુથી કંઈક ખાવાને નાખ્યું. પરંતુ એવી લાલચમાં તે ફસાય તેવો ન હતો. તે બોલ્યો, તું મને આ ખાવાનું આપીને મ્હારૂં મ્હોં બંધ કરવા માગે છે તે એટલા માટે કે હું ભસી શકું નહિ અને તું મારા ધણીનો માલ બધો નિરાંતે લૂટી લઈ જાય. પણ યાદ રાખ કે એવી રીતે નિમકહરામ થનારાં પ્રાણી બીજાં; હું તો જાણું છું કે તેં આ ખાવા આપેલ છે તે મારા ઉપર પ્રેમ છે માટે નહિ, પરંતુ તારા સ્વાર્થ ખાતર આપેલ છે. માટે ડાહ્યો હો તો રસ્તો પકડ, એમ કહી મોટેથી ભસવા લાગ્યો અને ચોરને ભોંઠા પડી નાસી જવું પડયું.





## ધનાઢ્ય થોડાજ છે.

કોઇ એક ધનાઢ્ય મુસાફરી કરતો કરતો એક ધર્મશાળા પાસે આવી ચઢયો—ધર્મશાળાના ધણીને તેણે કહ્યું, મને ગરમી બહુ લાગેલી છે; આટલામાં કયાંય સારાં સરસ તરબુચ મળશે ? મળે તો એક લઈ આવી આપો. તેણે એક સરસ તરબુચ તેને લાવી આપ્યું. પેલે પૂછ્યું, આની શી કિમ્મત આપવાની છે? જવાબ મળ્યો "પાંચ રૂપીયા, સાહેબ." પેલા ધનાઢ્ય માણસે કહ્યું, ખરે, આંહી તરબુચ બહુ થોડાંજ થતાં લાગે છે! પેલે જવાબ આપ્યો, ના, જી, તરબુચ તો બહુ થાય છે, પરંતુ ધનાઢ્ય માણસો થોડાજ આંહિ આવે છે.



## પેન્શનની અરજ.

એક બહાદૂર સિપાઈ જેણે રાજાની બહુ સારી નોકરી કરી હતી તે તેની પાસે પેન્શનની અરજ કરવા આવ્યો. રાજાએ અરજ સાંભળીને કહ્યું "ઠીક છે, જોઈશું." સિપાઇ બોલ્યો "જોઇશું" શા માટે, હમ-

ણુંજ જુઓને. એમ કહીને કપડાં ખોલીને છાતીમાંના ઘા તથા તેના ડાઘ દેખાડયા. તે જોઇને રાજાએ " જોવા " ની વાત મૂકીજ દીધી અને તુરતજ પેન્શનનો હુકમ કર્યો.



## સગવડ પડતો ઉતારો. ઉપકાર ઉપર અપકાર.

એક શાહુડી સંતાવાને ભાગતાં ભાગતાં સર્પના દર પાસે આવી. તેણે સર્પને કહ્યું ભાઇ, મને જરા અંદર આવવા દેશો ? સર્પે તેને આવવા દીધી. અંદર જઇને શાહુડીએ જ્યાં ત્યાં પોતાનાં શીશોળીયાં દરમાં ખોસી દીધાં; તેથી સર્પને બહુ અડચણ આવવા લાગી, તેથી એક વૃદ્ધ સર્પે કહ્યું, શાહુડી બાઈ, તમે તો અમને બહુ હેરાન કર્યાં. હવે તો તમે પધારો તો ઠીક. શાહુડીએ કહ્યું, એ શું બોલ્યા ? મને આંહી બહુ ઠીક પડી ગયું છે; માટે જેમને જવું હોય તે ખુશીથી જાય. હું તો આંહીજ રહીશ. તમારી સૂચના માટે ઉપકાર.





# કીડીઓ અને તીતીઘોડો.

ઉનાળામાં ભેગું કરી રાખેલ અનાજ એક વખત કીડીઓ તપાસતી હતી તેવામાં એક તીતીઘોડો આવ્યો. તે બહુજ દુબળો થઇ ગયેલ જણાતો હતો; તેણે વિનતિ કરી, બાઇઓ, મને બહુ ભૂખ લાગી છે, જરા ખાવાનું આપશો? તેમણે પૂછ્યું, કેમ ભાઇ, તું માગે છે શા માટે? તેં કંઇ અનાજ ઉનાળામાં ભેગું કરી રાખ્યું નથી? તે બોલ્યો, મને બીલકુલ વખત નહોતો; કેમકે હું આખો દિવસ ગાયા કરતો હતો. તેથી કીડીઓએ જવાબ આપ્યો કે જો આખો ઉનાળો તેં ગાવામાં કાઢયો તો હવે આખો શિયાળો તું નાચવામાં કાઢ.



# ગરજ સરી એટલે વૈદ વેરી.

કોઇએક માણસ પાસે એક સરસ શિકારી કૂતરો હતો. તેણે પોતાના ધણીની નોકરી નિમકહલાલીથી ઉઠાવી હતી, પરંતુ હવે તે તદ્દન વૃદ્ધ થઇને ખળખળી ગયો

હતો અને કંઈ કામનો રહ્યો ન હતો. તેથી તેનો શેઠ તેની ખાવાપીવા સંબંધે પ્રથમના પ્રમાણમાં બીલકુલ દરકાર રાખતો ન હતો. એક દિવસ તેને શિકારે લઇ જવામાં આવ્યો. ત્યાં તેણે એક જંગલી ડુક્કરને કાનથી પકડયું, પણ તે જોરાવર હોવાથી છોડાવીને ભાગી ગયું. ડુક્કર ભાગી જવાથી બહુ ગુસ્સે થઇને કૂતરાને શેઠે ખૂબ ધમકાવ્યો, ત્યારે તેણે જવાબ દીધો–સાહેબ, એમાં મારો જરાય વાંક ન હતો. મેં તો મ્હારૂં બનતું કર્યું, પણ ભૂખે મરતો હોવાથી મારામાં કંઇ બળ ન રહ્યું એટલે શું ઉપાય? માફ કરજો, પણ સાહેબ, મારા તરફની આપની પ્રથમની અને હાલની વર્તણુકમાં કંઈ ફેર છે કે કેમ તે જરા વિચારી જોશો. શેઠ પોતાની ભૂલ બરાબર સમજી ગયો.



## સહેલું સટ.

એક વખત બે ઉતારૂ રેલ્વેમાં વાતો કરતા બેઠા હતા. પ્રથમ કોઈ વખત તેઓ એક બીજાને મળેલ નહિ; પરંતુ એક બીજાનો સહવાસ બેયને ઠીક પડયો અને તેઓ મિત્ર જેવા થઇ ગયા. પછી તેમાંના એકે એક દલીલ ઉપાડી–બીજો બરાબર લક્ષપૂર્વક તે સાંભ-

ળવા લાગ્યો છતાં તેના ચહેરા ઉપરથી એમ સ્પષ્ટ દેખાતું હતું કે તે સમજ્યો નથી. તેથી પહેલે કહ્યું– કેમ, આમાં તમે શું નથી સમજતા ? એ તો સહેલું સટ છે. બીજે જવાબ દીધો. હા, હશે, પણ હું જરા બહેરો છું.

—•-•-—

## કૂતરાનો પ્રેમ.

એક બાઇની પાસે એક કૂતરો હતો; જ્યારે તે બાઈ બહાર જતી ત્યારે પોતાના દિકરાની સંભાળ રાખવાને તે કૂતરાને તે છોકરો સોંપી જતી. એવું બન્યું કે તે છોકરો મરી ગયો, તેથી તેને દાટવામાં આવ્યો. પેલો કૂતરો તેને દાટતી વખત હાજર હતો. તેથી પ્રથમ તો સૌની સાથે પાછો ઘેર આવ્યો, પરંતુ વળતે દિવસ જતો રહ્યો. તેની શોધ કરતાં તે પેલા છોકરાની કબર પાસે બેઠેલો જણાયો. તેને બહુ બહુ લલચાવ્યો પરંતુ તે ઘેર આવ્યોજ નહિ અને ભૂખથી ત્યાંજ મરી જવાનું તેણે પસંદ કર્યું. કેવો તેનો પ્રેમ?



## ભૂલકણો સ્વભાવ.

કોઇએક માણસને પોતા માટે પગરખાં લેવા જવા પોતાના નોકરને બહારગામ મોકલવાનો હતો; તેથી

પોતાના પગનું તેણે બરાબર માપ લીધું. પાછળથી કંઈ કારણસર નોકરને મોકલવાનું બંધ રાખી પોતેજ ત્યાં જવા નીકળ્યો. અરધેક ગયો હશે ત્યાં તેનાં મનમાં આવ્યું કે પેલું પરમાણું તો ઘેર રહી ગયું! તેથી તે પરમાણું લેવા પાછો ઘેર ગયો, પરમાણું લઇને તે મોચીને ત્યાં ગયો ત્યારેજ તેને ખબર પડી કે પરમાણુંની કશી જરૂર નહોતી.



## જડી દીધેલ પત્થરો.

કોઇએક ગામડાંમાં રહેનાર છોકરો કે જેણે કોઇ મોટું શહેર કદિ જોયું નહતું તેને એક મોટા શહેરમાં ખેપે મોકલાવામાં આવ્યો. તે શેહેરમાં આવી પહોંચ્યા બાદ એક કૂતરો એકાએક ભસવા લાગ્યો અને તેની તરફ આવ્યો. તે કરડવા જતો હતો તેથી પેલો છોકરો નીચે નમ્યો, આમતેમ જોયું, પણ કાંકરો–પત્થરો કાંઈ હાથમાં આવ્યું નહિ કેમકે પત્થર બધા જડી દીધેલા હતા. તેથી તે ગુસ્સે થઇને બડબડયો–આ શહેરના લોકો તે કેવા છે? પત્થરને બાંધી રાખે છે અને કૂતરાંને છૂટાં મૂકે છે!





## ચમત્કાર અને પરચા.

કોઇએક સુધરેલો પણ કાણો માણસ કાચની બનાવટી આંખ ચડાવતો. તે એક ગામડાંમાં ગયો. તેણે ગામડીયાને વાત દરમ્યાન પૂછ્યું કે તમે આ ભૂવા વગેરેને શા માટે માનો છો? તેમણે કહ્યું કે તેઓ તો બહુ ચમત્કારી છે અને ઘણા ઘણા પરચા ઘણી વખત દેખાડે છે. પેલે કાણે કહ્યું, હું તમને એક ચમત્કાર દેખાડું છું. જુઓ! એમ કહીને પોતાની કાચની આંખ કાઢી નાખીને ઉંચે ફેંકી અને પાછી ઝીલી લઇને ચડાવી દીધી. ગામડીઆઓ તો આભાજ બની ગયા અને તેમના મનમાં તો એમ થઈ ગયું કે આની પાસે ભૂવાના ચમત્કાર અને પરચા તો કંઇ હિસાબમાં નહિ!



## જનમથીજ મુંગો.

એક ભિખારીએ વિચાર કર્યો કે હું મુંગો છું એમ ડોળ કરૂં તો કમાઈ ખાઉં. એક શેહેરમાં તે થોડો વખત રહેલ અને તેણે ત્યાં ભીખ માગેલ. પાછો ફરીથી

તે તેજ શહેરમાં આવ્યો. જે એક ગૃહસ્થે તેને એકાદ વખત પૈસા આપેલ તેનીજ પાસે આવીને મુંગાનો ડોળ તેણે કર્યો. પેલા ગૃહસ્થને યાદ આવ્યું કે તે પહેલાં આવેલ તેજ છે અને તે દિવસ તે મુંગો નહતો. તેથી તેણે તેને કંઇક કહ્યું, પણ મુંગાનો ડોળ કરી પાછો તે કંઈ બોલ્યો નહિ. તે ઉપરથી પેલા ગૃહસ્થે તેને પૂછયું, અલ્યા, તું કયારથી મુંગો છે? ભિખારી ભાન ભૂલી ગયો અને બોલ્યો, ભાઈ સાહેબ, હું જનમથીજ મુંગો છું!

## અટકી ગયેલી ઘડીયાળ.

એક સ્ત્રીએ તેના ધણીને કહ્યું આ ઘડીયાળને શું થઈ ગયું છે? જુઓ તો ખરા; ચાલતી જ નથી. જરા સરખી કરીને ચલાવોને. તેના ધણીએ કાચ કાઢયો, કાંટા, ફેસ વગેરે બહાર કાઢયાં; સંચાકામ ખોલીને સાફ કર્યું; તેલ લગાડયું અને તેનાથી જે બન્યું તે કર્યું, છતાં ઘડીયાળ ચાલતી થઇ નહિ, તેથી છેવટ તે કંટાળીને થાકયો પાકયો સૂઇ ગયો. તે પાછો ઉઠયો ત્યારે તેની સ્ત્રીએ કહ્યું, હું તો તદ્દન ભૂલીજ ગઈ; ઘડીયાળને તો કંઇ નહતું. કુંચી દીધી નહોતી તે ચાલે ક્યાંથી? ધણીને પણ ત્યારેજ વિચાર આવ્યો કે એ સાદી બાબતની તો તપાસજ કરવી રહી ગઇ!





# પરોપકારની વૃત્તિ.

કોઇએક ઘર બંધાતું હતું તેના પાલખ ઉપર બે કડીયા કામ કરતા હતા. તે પાલખ અચાનક તૂટયું અને તે ઉપરનાં બે સિવાયનાં બધાં માણસો નીચે પડ્યાં. બે માણસો પાલખનો એક કકડો હાથમાં આવી જવાથી તેને લટકી રહ્યાં. તે બન્ને જો વધારે વખત વળગી રહે તો બન્ને પડીને મરી જાય એવી સ્થિતિ હતી. તેથી તેમાંના એકે કહ્યું, ભાઈ, તારા ઉપર ઘણાં માણસોનો નિભાવ છે; હું તો એકલો જ છું; એમ કહી તેણે પડતું મૂકયું અને નીચે પડીને મરી ગયો; અને તેના આ સ્વાર્થત્યાગથી, બોજો હલકો થવાથી, બીજો માણસ પડતો બચ્યો.



# મુંગા રહીને કમાણી.

એક વખત મેળો ભરાયો હતો ત્યાં કોઇ સોદાગર એક હાથી વેચવાને આવ્યો. તે હાથીની પાસે ઉભો

હતો તેવામાં એક અંગ્રેજ હાથી પાસે આવ્યો. હાથીની ચોમેર ફરી ફરીને બારીકીથી જોવા લાગ્યો અને દરેકે દરેક ભાગ ખાસ તપાસીને તેનું નિરીક્ષણ કરવા લાગ્યો. પેલો વેપારી એકદમ તેની પાસે ગયો, અને તેને કાનમાં કહ્યું, આ હાથી વેચાઇ જાય ત્યાં સુધી મહેરબાની કરી એક શબ્દ પણ બોલશો નહિ તો હું આપને એક ભેટ આપીશ. પેલે કહ્યું, સારૂં. હાથી વેચાઇ ગયા બાદ વેપારીએ એક દશાંશ તે અંગ્રેજને ભેટ આપ્યો અને પૂછ્યું હાથીના જમણા આગલા પગ ઉપર એક ખોડ છે તેની તમને શી રીતે ખબર પડી? પેલે કહ્યું, ભાઇ મને તો કંઇ ખબર નથી. સોદાગરે પૂછ્યું, ત્યારે તમે એમ ધારી ધારીને શા માટે જોતા હતા? અંગ્રેજે કહ્યું, મેં હાથી કદિ જોયેલો નહિ તેથી તેનો દરેક ભાગ કેવો છે તે હું જોવા ઇચ્છતો હતો માટે. સોદાગર સમજી ગયો કે પોતે ખરો ઠગાયો.



## રાજા અને તેનો ટીકાકાર.

એક રાજા હતો. તે કવિતા બનાવતો અને પોતે બહુ સારી કવિતા બનાવે છે એમ માનતો. જેને જેને તે પોતાની કવિતા બતાવતો તેઓ તેને નાખુશ ન

કરવાના હેતુથી તેનાં લખાણુની બહુ તારીફ કરતા. એક વખત એક ખરેખરા વિદ્વાન કવિને તેણે પોતાની કવિતા બતાવી. તે કવિએ તે કવિતામાં અર્થની-પદની-મેળની એવી સેંકડો ભૂલો બતાવી. તેથી રાજા બહુ ગુસ્સે થયો અને તેને કેદમાં નાખ્યો. થોડા વખત પછી રાજાએ તેને છૂટો કર્યો, અને ફરીથી પાછી કેટલીક બીજી કવિતાઓ તેને બતાવીને પૂછ્યું, કેમ હવે આ કવિતામાં કંઇ પણ દોષ છે? તેને ખાત્રી હતી કે હવે બીકનો માર્યો કવિ વખાણુજ કરશે. પરંતુ પ્રશ્ન પૂછ્યો કે તરતજ કવિએ પાસે ઉભેલા સિપાઇઓને કહ્યું, ભાઇઓ, ચાલો! મને પાછા ફરીથી કેદખાનાં તરફ લઇ જાઓ.



## કરોળીએ જાન બચાવ્યો.

કોઇએક રાજકુમાર લડાઇમાંથી જીવ લઇને નાઠો, અને જંગલમાં એક ગુફામાં સંતાઈ ગયો. એવું બન્યું કે તે સંતાયા પછી એક રાતમાં કરોળીએ તે ગુફાના મ્હોં આડે પોતાની જાળ કરી દીધી. કુમારનો પત્તો શોધવા નીકળેલા સીપાઇઓ તે ગુફા પાસે થઇને નીકળ્યા ત્યારે તેમાંના એકે કહ્યું, આ ગુફા સંતાવા જેવી જગા છે, કદાચ કુમાર તેમાં હોય તો હોય. બીજાએ જવાબ દીધો કે હા એ ખરી વાત, પરંતુ તે જો એમાં

સંતાયો હોય તો કરોળીયાની આ જાળ તદ્દન આખી ન રહે. પહેલાને પણ એ વાત ખરી લાગવાથી તેઓ ત્યાંથી ચાલતા થયા અને કુમાર બીજે દિવસ તેમાંથી નીકળી ગયો.



## બે એટલે બરાબર ત્રણ.

એક છોકરો કેટલુંક થયાં નિશાળે જતો હતો અને તેણે આંક શીખવાની શરૂઆત કરી હતી. એક વખત તેનો બાપ બે ઘણીજ સરસ કેરી લાવ્યો. પેલો છોકરો એમજ સમજતો હતો કે ગણિત અને આંકમાં મારી બરાબરી કોઇ કરીજ શકે નહિ. તેણે પોતાના બાપને કહ્યું, આ બે કેરીઓ ત્રણ છે એમ હું તમને ગણિતથી સાબીત કરી બતાવું. બાપે કહ્યું એ વળી કેવી રીતે? છોકરો બોલ્યો, અરે એ તો તદ્દન સહેલી વાત છે. એમાં તમે શું નથી સમજતા? આ એક, આ બે, એટલે એક અને બે મળીને ત્રણ! તેના બાપે કહ્યું, અરે વાહરે મારા વ્હાલા દિકરા! તું તો ભારે ભણ્યો. ઠીક ત્યારે હવે આપણે એમ કરીશું કે તારી મા એક કેરી ખાય, બીજી હું ખાઈશ અને ત્રીજી જે તારી ગણત્રી પ્રમાણે થઈ એ આખી તું ખાઇ જજે, ઠીકને!





# શત્રુઓ નિર્મૂળ કરવાનો માર્ગ.

કોઇએક રાજાની પ્રજાએ તેની સામે બંડ ઉઠાવ્યું તેથી રાજાએ સૌની સમક્ષ એવું જાહેર કર્યું કે તમામ શત્રુઓનો નાશ કરૂં ત્યારે જ હું ખરો. પછી તેણે એક ઢંઢેરો પીટાવ્યો કે જેઓ અમુક વખતમાં શરણે આવી હથિયાર છોડી દેશે તેમનો ગુન્હો માફ કરીશ. ઘણાખરાએ એ પ્રમાણે કર્યું અને રાજાએ તેમને સન્માનથી વધાવ્યા. પ્રધાનોએ પૂછ્યું, મહારાજા, આપે તો જુદી જાતનું પણ લીધેલું છે. શત્રુઓનો નાશ કરવાનું કહી આપ આ શું કરો છો. તેઓ આથી છકી જશે. રાજાએ કહ્યું, મેં મારૂં વચન બરાબર પાળ્યું છે. મેં એકે શત્રુ રહેવા દીધો નથી. તેઓ બધા હવે મારા મિત્ર થયા છે.



# શેરને માથે સવાશેર.

કોઇએક ગરીબ માણસ એક વખત કંઇ ખાવાનું ન મળવાથી એક કંદોઇની દુકાન પાસે ગયો અને દૂર

ઉભો રહી જે માલ બનતો હતો તેની સુગંધ લઈ સંતોષ માનવા લાગ્યો. દરમ્યાન કંદોઇએ તેને જોયો, અને કહ્યું, અલ્યા, તું આંહી કયારનો ઉભો ઉભો મારા માલનો ઉપયોગ કરે છે માટે પૈસા દે. તે બન્નેની તકરાર ચાલતી હતી દરમ્યાન એક ડાહ્યો માણસ આવી ચડયો. તેણે તે ગરીબ માણસને પુછયું, તારી પાસે કંઇ પૈસા છે? તેણે કહ્યું, હા. પેલાએ કહ્યું, ત્યારે તે બહાર કાઢીને હાથમાં રાખી ખખડાવ. પેલે તેમ કર્યું. પછી તેણે કંદોઇને પૂછયું, કેમ, પૈસા મળી ગયાને? પેલો કહે, કયાં મળ્યા છે? તેથી તેને જવાબ મળ્યો કે "જો આ માણસે નાકથી તારો માલ ખાધો હોય તો કાનથી તને તારા પૈસા મળી ગયા!" માટે એક રસ્તે પડો.



## ઉદારતાનો નમુનો.

કોઇએક મોટી નદીમાં ભારે અને અચાનક રેલ આવવાથી તેની આસપાસનાં ઝુંપડાં તણાઇ ગયાં અને ઘણાંએક ઘરની પણ એજ સ્થિતિ થઇ. પાણી ચડવામાં હતું અને તણાઈ જતા જીવ બચાવવાની કોઈની હિમ્મત ચાલતી નહોતી. તણાઈ જનારામાંથી એ ચાર માણસો નદીમાં આવેલી એક દેરીના પડથાર ઉપર જઇ શકયા; પણ તેઓ પણ તરતમાં તણાશે એમ સૌ જોનારાને

લાગતું હતું. તેથી એક માણસે કહ્યું કે કોઈ તેમને બચાવે તો રૂ. ૧૦૦૦) આપું. તે સાંભળી એક જુવાન મછવો લઇ, મહા મુશીબતે દેરીએ પહોંચ્યો અને બધાને સહિસલામત કિનારે લાવ્યો. પેલાએ કહ્યું, શાબાશ છે. લે આ તારૂં ઈનામ. તેણે જવાબ આપ્યો કે હું મારી જીંદગી વેચતો નથી. આપ પ્રસન્ન થયા હો તો ઘરબાર વિનાના થયેલા આ દુ:ખી ભાઇઓને બધું આપો.

## અભેદ્ય (ન ભેદી શકાય તેવો) પોષાક.

ડયુક ઓફ વેલિંગ્ટન નામે એક મહાન અંગ્રેજ વીરની પાસે એક વખત એક માણસ આવ્યો અને તેને એક પોતાની નવીન બનાવટનો પોષાક બતાવીને કહ્યું કે સાહેબ, લડાયક વીરોને માટે મેં આ એક એવો પોષાક શોધી કાઢયો છે કે તેની અંદર ગોળી પેસીજ શકે નહિ; લશ્કરમાં આવો પોષાક કેટલો ઉપ-યોગી ગણાય તે તો આપ જોઈ શકશોજ. વેલિંગ્ટને કહ્યું, જરા તે પહેરી બતાવો જોઇએ. પેલે તે પહેર્યો એટલે વેલિંગ્ટને પોતાના માણસને બોલાવીને હુકમ કર્યો કે એક ભરેલી બંદુક એકદમ લાવો. પેલો માણસ મનમાં સમજી ગયો કે આ તો મારા ઉપરજ અજ-માયેશ થવાની લાગે છે તેથી કંઇક બહાનું કાઢીને તે

બોલ્યો, સાહેબ અત્યારે મેં એક માણસને મળવાનો વખત આપ્યો છે તે કદાચ મારી રાહ જોતો હશે માટે હાલ રજા લઉં છું. પાછળથી આવીશ. એમ કહીને ગયો તે ગયોજ.



## પોતાનું સર્વસ્વ.

એક રાજાએ કોઇ શહેરને ઘેરો ઘાલ્યો અને ત્યાંના લોકોને આખર શરણ થવાની ફરજ પડી. ત્યાંનો રાજા પણ શહેરની અંદર હતો. વિજયી રાજાએ તે શહેરની સર્વ સ્ત્રીઓ માટે એવો હુકમ બહાર પાડયો કે તેમણે તેમનું સર્વસ્વ લઇને નીકળી જવું હોય તો તેમ કરવાની તેમને છૂટ છે. પુરૂષોને તો મારી નાખવાનો જ અને શહેર બાળી નાખવાનો તેનો વિચાર હતો. બીજે દિવસ જ્યારે સ્ત્રીઓ બહાર નીકળી ત્યારે વિજયી રાજા તો છક થઈ ગયો. પોતાની પીઠ ઉપર "પોતાનું સર્વ-સ્વ" લઇને સ્ત્રીઓ જતી હતી. જેમાં રાણી મોખરે હતી. પોતાના પતિઓ તરફ આવો ભાવ જોઇને અને તેમની હુશિઆરીથી છક થઇ જઇને માણસોને પણ તેણે માફી આપી અને શહેરને રહેવા દીધું.





# કજીયાનું મ્હોં કાળું.

કોઈ બે પૈસાદાર ભરવાડ હતા ને બન્નેનાં ૧૦૧ મજમુ મેંઢાં હતાં. તે એવાં સરસ હતાં કે બીજા ભરવાડ તેમની અદેખાઈ કરતા. કેટલાક વખત સુધી તો તેમનો સંપ ઠીક ચાલ્યો. છેવટે તેઓ લડી પડ્યા અને પંત્યાળું વીંટી લેવા વિચાર કર્યો. મેંઢાં વેહેંચતા એક વધ્યું. ઘણી ઘણી રીતે વિચાર કરી જોયો, બૂમો પાડીને ચર્ચા કરી પણ કંઈ મેળ ખાધો નહિ. તેથી તેમણે નક્કી કર્યું કે એક મેંઢું મજમુ રાખવું. પણ તેથી તો ઉલટો કજીયો વધ્યો. એમાંના એકને ઉન જોઇતું હતું. બીજો કહે ન લેવા દઉં. છેવટે એમ ઠર્યું કે એક તરફનું ઉન કાતરી લેવું. થોડા દિવસ પછી તે ઘેટું એક ખાઈમાં પડીને મરી ગયલું જણાયું. તે પછી પણ તેમનો કજીયો મટયો નહિ, કેમકે એકે કહ્યું કે એક તરફ ઉનનો ભાર વધી ગયો તેથી તેનું શરીર હાથ ન રહેવાથી તે પડીને મરી ગયું. બીજો કહે ઉન કાપી લેવાથી તેને ઠંડી લાગી તેથી મરી ગયું. તેથી તેઓ કોરટે ચડ્યા અને

એટલું બધું ખરચ ખાઈ ગયા કે એક ઘેટું તો શું પણ તેમની પાસે ફુટી બદામ સરખી રહી નહિ અને ભૂખ ભેગા થઇ ગયા.



## વાઘ મારવાની એક રીત.

કેટલેક ઠેકાણે વાઘને લોકો નીચે પ્રમાણે મારે છે:– તેઓ પહોળાં જાડાં વડનાં પાંદડાં જેવાં પાંદડાં લે છે અને તેના ઉપર કંઈક ચીકણો પદાર્થ લગાડે છે. તે પાંદડાં જયાં વાઘની આવજા હોય ત્યાં તેઓ મૂકી દે છે અને પોતે દૂર સંતાઇ જાય છે. વાઘ આવે છે અને પોતાનો પંજો એકાદ પાંદડાં ઉપર મૂકે છે તેથી તે પંજાને ચોંટી જાય છે. તે પંજાને ખૂબ ખંખેરે છે પણ પાંદડું ખરી પડતું નથી. તેથી તે જમીન ઉપર તેને ઘસે છે. તેમ તેમ તો પાંદડું ઉલટું વધારે ચોંટે છે. તેથી તે પોતાનો પંજો માથાં સાથે ઘસે છે તેથી પેલો ચીકણો પદાર્થ તેની આંખમાં જાય છે. તેથી તે ખીજવાઇ જઇને જમીન ઉપર આળોટે છે એટલે બીજાં પાંદડાં તેને વળગે છે. તેમ તેમ તો તે ગાંડો બની જાય છે. તરતજ શિકારીઓ આવે છે અને તેને ઠાર કરે છે.





# નાનો પણ બહાદૂર.

સમુદ્ર કિનારે આવેલાં એક બંદરમાં રહેતા ચાર પાંચ છોકરાઓ એક દિવસ મછવાની સહેલ કરવા નીકળ્યા. સહેલ કરીને પાછા ફરતા હતા ત્યારે મછવા પાસે કંઈક દેખાયું તે જોવાને તેમાંનો એક એકદમ ગયો અને બીજાઓએ પણ તેજ રીતે કર્યું તેથી મછવો ઉંધો વળી ગયો. તે વખતે તેમાંના એકે બીજાઓને કહ્યું કે જો તમારી જીંદગી બચાવવી હોય તો મછવાને વળગી રહેજો. એમ કહીને તેમાંના એકને લઈને તે સહિસલામત કિનારે આવી પહોંચ્યો, અને એજ પ્રમાણે બીજા ત્રણ છોકરાઓને તે કિનારે લાવ્યો. એક બાકી રહ્યો. પેલા બહાદૂર છોકરાનાં કપડાં પાણીથી ભારે થઈ ગયાં હતાં; શ્વાસ ભરાઇ આવ્યો હતો અને તેના હાથ પગમાં પણ હવે વધારે જોર રહ્યું ન હતું. વળી બીજા છોકરાઓને બહાર કાઢયા દરમ્યાન મછવો પણ તરતો તરતો દૂર નીકળી ગયો હતો. છતાં પાછળ રહેલ એક છોકરાને બચાવવાને તે કૂદી પડયો અને તે હતો ત્યાં

પહોંચ્યો; તેને લઈને વળતાં અધવચમાં તે તદ્દન થાકી ગયો અને શ્વાસ બહુજ ભરાઇ આવ્યો તેથી બન્ને જણ પાણીમાં ડૂબી ગયા.



## કવિ અને દરવાન.

કોઇએક કવિ રાત્રે મોડો મોડો એક ધર્મશાળા પાસે જઈ ચડયો. દરવાજા બંધ હતા તેથી તેણે તે ઉઘાડવાને દરવાનને હાંક મારી. દરવાને કહ્યું, આટલી મોડી રાત્રે દરવાજા ઉઘાડવાનો મને હુકમ નથી. કવિએ તેને બહુ સમજાવ્યો પણ કંઇ વળ્યું નહિ. છેવટે તેણે કમાડ નીચેથી એક રૂપીયો દરવાનને આપ્યો કે તરત તેણે તે ખોલી આપ્યાં. અંદર ગયા પછી પોતાની એક ચોપડી બહાર રહી ગઈ એમ કહી બહાર જવા જતો હતો તેવામાં દરવાન કે જે એક રૂપીયાને લીધે કંઈક ગળ્યો હતો તેણે કહ્યું, ભાઈ આપ શા માટે જાઓ છો, હુંજ લાવી આપું. એમ કહી બહાર ગયો એટલે કવિએ બારણાં બંધ કરી દીધાં. દરવાને બહુ કાલાવાલા કર્યાં પણ ઉઘાડ્યાં નહિ. છેવટ કવિએ આપેલ રૂપીયો તેણે પાછો સેરવ્યો ત્યારે બારણાં ઉઘાડ્યાં. તે દરવાન પાછળથી ઘણીવાર કહેતો કે કવિના પૈસા કોઇને ન પચે.





# વિવેકની રીત.

કોઇએક પૈસાદાર માણસને તેનો મિત્ર ઘણીવાર પોતાના નોકર મારફત ભેટ મોકલતો. પરંતુ સહેજ વિવેકની ખાતર તે પેલા નોકરને કાંઇપણ જાણતો નહિ. એક દિવસ તે ભેટ લઇને આવ્યો, પેલાના ઓરડા પાસે ગયો અને બારણાંને ધક્કો મારી, અંદર જઇને બોલ્યો "આપને આ ભેટ મોકલી છે." પેલો માણસ કંઇ લખતો હતો તેણે પાછું ફરીને જોયું અને કહ્યું, અલ્યા, તું કાંઇ રીતભાત જાણે છે? ભેટ એમ ન દેવાય; જો હું તને બતાવું; તું આ મારી ખુરશીએ બેસી જા.

તે છોકરો બેઠો અને પેલો બહાર ગયો. તરતજ તે પાછો આવ્યો અને ધીમે રહીને કમાડ ઉપર ઠક ઠક કર્યું. છોકરે કહ્યું, કોણ છે એ, આવો અંદર. પેલો અંદર આવીને બોલ્યો, શેઠે આપને સલામ કહેવરાવ્યા છે અને આ એક ભેટ મોકલેલ છે તે આપ સ્વીકારશો એમ તે આશા રાખે છે. છોકરો બોલ્યો, એમ? એમને મારા સલામ કહેજે, લે આ તને બીડી સોપારીના.

પેલો માણુસ સમજી ગયો અને ત્યાર બાદ નોકરને તે હમેશાં કંઇને કંઇ જાણતો.



## વચન પાળવું.

કોઇએક મોટો માણુસ એક દિવસ ફરવા જતો હતો. રસ્તામાં એક છોકરી ઉભી ઉભી રોતી હતી. તે જોઇને તેણે તેને પૂછયું કે તું કેમ રોય છે? તે બોલી હું આ વાસણમાં મારા બાપ માટે ભાત લઈ જતી હતી પણ તે અચાનક પડી ગયું. હવે મને મારી મા વઢશે; તમે તે સરખું કરી આપો તો ઉપકાર. તેણે કહ્યું એ તો મારાથી નહિ થાય. પણ હું તને પૈસા આપું તેમાંથી બીજું લઇ લેજે. એમ કહી ખીસામાં હાથ નાખે છે તો કંઇ મળે નહિ. તેથી તે બહુ અકળાયો અને બોલ્યો, બરાબર આ વખતે કાલ આંહી આવજે, હું તને પૈસા આપીશ. તેથી છોકરી રાજી થઇને ગઇ. તેજ દિવસ સાંજે આ મોટા માણુસને બીજે દીવસ વરસો થયાં નહિ મળેલ એવા મિત્રને ત્યાંથી જમવાને નોતરૂં આવ્યું. તેને વિચાર થયો કે જો હું જમવા જાઉં તો બિચારી છોકરી નિરાશ થશે. મિત્રને તો વળી પછી મળાશે. એમ નિશ્ચય કરી તેણે નોતરાંના જવાબમાં ના લખી.





# પ્રમાણિક કઠીયારો.

કોઇએક કઠીયારો અને તેનો દીકરો જંગલમાં રહેતા હતા. ત્યાં મોડી રાત્રે ભૂલો પડેલો એક મુસાફર આવી ચડયો. કઠીયારે તેને આવકાર આપી આશ્રય આપ્યો. તેથી વળતે દિવસ ચાલતી વખત જ્યારે મુસાફરે તેની કદર કરી ત્યારે કહ્યું, અરે ભાઇ, એ શું બોલ્યા? ઉલટા આખી રાત આનંદ આપવા માટે અમારે આપનો ઉપકાર માનવો જોઇએ. માણસ માણસને આશ્રય નહિ આપે તો બીજું કોણ આપશે? આ દેહ ધરીને બે ભાઇઓની સેવા ન કરી તો જીવ્યું એ શા કામનું? તેથી મુસાફરે તેનો ઉપકાર માની રજા લીધી અને મનમાં કહેવા લાગ્યો કે ગરીબ માણસો કેવા સાદા અને સારા હોય છે! પછી જ્યાં ઉતર્યો ત્યાં ખીસામાં હાથ નાખે છે તો પાકીટ ગુમ! ત્યારે તેને વિચાર આવ્યો કે રખેને પેલો કઠીયારો તો ન પહોંચ્યો હોય! દુનિયાં દેખાવથી કેવી ઠગાય છે વગેરે વગેરે. ઘણાં વરસો પછી તેનો તે મુસાફર તેની તે ઝુંપડી પાસે

આવ્યો; કઠીયારાએ તેને ઓળખ્યો નહિ. પણ ખોવાયેલ પાકીટની વાત કરી ત્યારે તે એકદમ બોલ્યો, ભાઇ, ત્યારે તો આટલા વખત ઉપર આંહિં રાત રહ્યા હતા તેજ તમે કે શું? ચાલો ચાલો હું તમને તમારૂં પાકીટ બતાવું. આપ આંહિંથી એક ખેતરવા નહિ ગયા હો તેવામાં મારો દીકરો કે જે તરતમાં જ બહાર જતો હતો તેણે તે પડેલું જોયું, પણ અમારા બેમાંથી કોઇએ તેને હાથ અડકાડયો નહિ અને ત્યાંને ત્યાં તેને માટી નીચે ઢાંકી દીધું. જઇને જોય છે તો ત્યાં પાકીટ તે પ્રમાણે પડેલું. મુસાફરને પસ્તાવો થયો કે આવા આદમી માટે મારા મનમાં ખોટો વિચાર આવ્યો એ બહુ ખોટું થયું. તેથી તથા પોતે ખુશી ખુશી થઈ ગયો તેથી અમુક રકમ તેને ભેટ તરીકે આપીને તે વિદાય થયો.



## માખણથી બચ્યા.

કોઇએક વહાણ ચાલ્યું જતું હતું તેવામાં તેમની નજરે ચાંચીયાનું એક વહાણ પડયું. ધીમે ધીમે આ વહાણ તેઓ તરફ આવતું હતું, તેથી આ વહાણના માલેકને એક યુક્તિ કરવાનું સૂઝયું. વહાણમાં માખણના ડબ્બા હતા તેમાંથી અમુક ડબ્બા તોડી ચોમેર તે લગાવી દેવડાવ્યું. પેલા ચાંચીયા આવીને વહાણ ઉપર

ચડવા જાય છે તો હાથ લપસે, પગ લપસવાથી સ્થિર ઉભા રહી શકાય નહિં, અને ચોમેર ગોથાં ખાવા લાગ્યા. તેથી તેમને એમ લાગ્યું કે આ વહાણમાં કાંઇ જાદુ છે. એમ ગણી તેઓ પોતાના વહાણમાં જતા રહ્યા અને આ વહાણ એવી રીતે બચી ગયું.



# પ્રમાણિકપણાંનો બદલો.

કોઇએક રાજા હતો; તેની પાસે એક દિવસ એક ખેડુત આવ્યો અને કહેવા લાગ્યો, બાપુ, શિકારી કુતરા ફલાણા ફલાણા મારા ખેતરમાં કાલ આવ્યા હતા તેણે મારો મોલ આખો પાયમાલ કરી નાખ્યો છે; આ વખત હું અને મારાં છોકરાં ખાઇશું શું એ વિચાર થઇ પડયો છે. રાજાએ કહ્યું, પટેલ, હું જાણું છું કે તમને બહુ નુકસાન થયું છે; હું તેને માટે ખરેખર બહુ દિલગીર છું. હવે તેનો બીજો કોઇપણ રસ્તો નથી. તમને નુકસાન કેટલું થયું હશે? પટેલે કહ્યું સાહેબ ૩૦૦–૪૦૦ રૂ.નું થયું હશે. તેથી રાજાએ તેને રૂ. ૫૦૦) આપ્યા અને કહ્યું, કેમ હવે છે કાંઇ વાંધો? ખેડુત બોલ્યો, બાપુ, આપ બેઠે અમને વાંધો હોયજ નહિ, ઘણી ખમાં, એમ કહી તેણે રજા લીધી.

કાપણીનો વખત આવ્યો ત્યારે જુએ છે તો કચરાએલો મોલ પણ એટલો બધો સરસ આવ્યો કે તેને તો ઉલટી ઘણી પેદાશ થઇ પડી. તેથી તે પાછો રાજા પાસે ગયો, અને બોલ્યો, બાપુ, થોડા વખત ઉપર ખેતરમાં કુતરાઓએ નુકસાન કર્યાં સંબંધે ફરીયાદ કરવા હું હજુર પાસે આવ્યો હતો. રાજાએ કહ્યું, હા, પણ મેં તો તને રૂપૈયા તે બાબતમાં આપી દીધા છે. હવે શું છે? તેના કરતાં પણ તને વિશેષ નુકસાન થયું છે? ખેડુત બોલ્યો, બાપુ, આપે તો ઘણું આપ્યું છે. પણ પાક પણ એટલો બધો સારો થયો છે કે મને નુકસાન નથી થયું એમ કહું તો ચાલે તેમ છે માટે હું રૂપૈયા પાછા દેવા આવ્યો છું. રાજા બોલ્યો, વાહરે પટેલ! આનું નામ તે પ્રમાણિકપણું. પછી તે બીજા ઓરડામાં ગયો અને રૂા. ૧૦૦૦) લાવીને ખેડુતને આપતાં આપતાં બોલ્યો, પટેલ, હું બહુ રાજી થયો છું, અને તમને રૂા. ૧૦૦૦) ઈનામ આપું છું તે તમારો દીકરો એકવીસ વરસનો થાય ત્યાં સુધી સાચવી રાખજો અને પછી તેને તે રકમ આપજો અને એ રકમ કેવી રીતે મળી તેની બધી વાત તેને કરજો.





# ટ્રંક ઉપરનું નામ.

કોઇએક મુસાફર પરદેશમાં એક મુસાફરી બંગલામાં ઉતર્યો; ત્યાં એવો રિવાજ હતો કે ત્યાં ઉતરનાર દરેક મુસાફરે પોતાનાં નામ ઠામ એક રજીસ્ટરમાં નોંધવાં. મુસાફરી બંગલાનો, માત્ર અંગ્રેજી અક્ષરજ જાણવાવાળો એક માણસ હતો. તેને પેલા મુસાફરે કહ્યું, નામનું રજીસ્ટર લાવો એટલે હું નામ લખી આપું. પેલા માણસે પોતાની ભાષામાં કહ્યું, સાહેબ, આપને તકલીફ ક્યાં આપું એમ ગણીને મેંજ આપનું નામ લખી નાખ્યું છે. મુસાફરે કહ્યું, મેં તો તમને મારૂં નામ હજી કહ્યું નથી, છતાં તમે તે ક્યાંથી જાણ્યું ? પેલા માણસે કહ્યું, સાહેબ, આપની ટ્રંક ઉપર લખેલ છે તે પ્રમાણે અક્ષરો કરીને મેં રજીસ્ટરમાં નકલ કરી લીધી છે. પોતાની ટ્રંક ઉપર નામ તો હતું નહિ છતાં આ શું કહે છે એમ થવાથી તેણે રજીસ્ટર માગ્યું તો તેમાં નીચે પ્રમાણે નકલ કરેલી દેખાઈ; મી૦ "બનાવનાર અલીભાઇ ઈસાજી–

સ્વદેશી ટૂંકો વગેરે તમામ માલ કિફાયતે અમારે ત્યાંથી મળશે."



## અરધો અરધ ભાગ.

કોઇએક રાજા હતો. તેની પાસે એક કારીગરને જવું હતું. પરંતુ દોઢીએ બેઠેલ દરવાન તેને અંદર જવા દેતો ન હતો. છેવટે દરવાનને કારીગરે લાલચ આપી કે મને જે કાંઇ મળશે તેનો અરધો ભાગ તને આપીશ. એમ કહેવાથી દરવાને તેને જવા દીધો. રાજા પાસે જઇને તેણે કોઈ એવી નમુનેદાર ચીજ તેને નજર કરી કે રાજા અતિ પ્રસન્ન થયો અને કહ્યું કે તું ખુશી થઇને માગી લે તે આપવા હું તૈયાર છું. પેલાએ કહ્યું મહારાજ, આપ ખુશી થયા હો તો મને સો ફટકા લગાવવાનો હુકમ આપો. રાજાને બહુ નવાઈ લાગી છતાં તેનો આગ્રહ જોઇ હા પાડી, પણ તેમ કરવાનું કારણ પૂછ્યું. તેણે કહ્યું મહારાજ, આ બધા ફટકા કંઇ મારે ખાવાના નથી. મારો એક ભાગીઓ છે તેને અરધો અરધ ભાગે આપવાના છે. રાજાને વિચાર થયો કે એવો મૂર્ખ વળી બીજો કોણ હશે! કારીગરે દરવાન સંબંધે બધી વાત કરી. ત્યારે રાજા બહુ ખુશી થયો અને દરવાનને શિક્ષા કરી નોકરીમાંથી બરતરફ કર્યો.





# ત્રણ કપતાનવાળું વહાણ.

એક દિવસ કોઇએક લક્ષાધિપતિ પાસે ત્રણ માણસો આવ્યા અને કહેવા લાગ્યા કે અમે ફલાણા વહાણમાં મુસાફરી કરતા હતા તેવામાં વહાણ એકાએક ભાંગવાથી અમે સૌ દરીયામાં પડ્યા અને માંડ માંડ જીવતા રહી શક્યા છીએ. અમારી પાસે ખાવાને કંઇ નથી અને બહુ દુઃખી છીએ. પેલા લક્ષાધિપતિને દેખાયું કે એક તો ખરેખર દુઃખી માણસ હતો. પરંતુ બીજા બે તો ધૂતારા લાગે છે. તે વાતની ખાત્રી કરવાને તેણે એવું કર્યું કે ત્રણેને કહ્યું કે તમે સૌ દશ દશ વારને છેટે ઉભા રહો. પેલાઓ તો વિચારમાં પડયા કે આ શું કરશે. પછી તેણે દરેકને છૂટા છૂટા પૂછ્યું કે તમારા વહાણનો નાખુદો કોણ હતો. એકે એક નામ આપ્યું, બીજાએ બીજું આપ્યું, ત્રીજાએ ત્રીજું આપ્યું. પછી તે બોલ્યો, ત્રણ ત્રણ નાખુદાવાળાં વહાણ મેં કદિ સાંભળ્યાં નથી. માટે તમે ત્રણ જણ પણ રસ્તો પકડો નહિ તો વગર ભાડાંની કોટડીમાં રહેવું પડશે.

